૭૦૬૯

॥ શ્રી ॥

# બોડાણો

અથવા

# વિજયસિંહ વિજય.

દ્વિતિયાવૃત્તિ.

પ્રત ૨૦૦૦.

રચનાર,
સાક્ષરોત્તમ શીઘ્ર કવિવર શ્રીયુત.
નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

પ્રસિદ્ધકર્તા,
ત્રવાડી. અંબાલાલ નરસીલાલ.
કપડવણજકર.

સં. ૧૯૫૫ ઇ. સ. ૧૮૯૯



અમદાવાદ.
શ્રી "મુદ્રણકલામંદિર" લિમિટેડ.
કિંમત ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

---

**દોહરા.**

સંઘવિ અમદાવાદના, ચતુર નર ચતુરદાસ;
બીજા ઓડાણા થયા, શ્રી હરિ પર વિશ્વાસ. ૧
લેજ્વા કૃપિવલ વૈસ્યવર, ગોવર્દ્ધનના પુત્ર;
પૂજ્ય પિતામહ માહરા, શુદ્ધ મીતના સુત્ર. ૨
જન્મ લગી રણછોડજી, સેવ્યાં રાખી વિવેક:
શ્રી રણછોડવિષે ભળ્યા, અંતે રાખ્યો ટેક. ૩
એહ પૂજ્યનો પૌત્ર હું, નામે દીન નગીન:
ચતુરદાસની કીર્તિને, અર્પું કાવ્ય પ્રવીણ. ૪

---

# विजयसिंह विजय

અથવા

# નવો ! ખોડાણો નવો !

---

## મંગળાચરણ.

સાખી.

બ્રહ્મા વિષ્ણુ મહેશ પણ, જેની પદ રજ ચ્હાય;
તે નરહરિ સદ્ગુરૂ તણા, પ્રેમે પૂજું પાય. ૧
કવિજનની જનની તને, નમું સરસ્વતિ માત;
મુજ જીભે વસ શારદા કાવ્ય થાય વિખ્યાત. ૨

---

ભક્ત શિરોમણિ ધીર જે, ખોડાણો કે'વાય;
કહું તેનું આખ્યાન હું, સુણિ સૌ પાવન થાય. ૩

(ભક્ત શ્રી ખોડાણાનું નામ, ગામ અને વંશ.)

## પદ ૧ લું. રાગ ગરબી.

(મારૂં સોનાનું છે બેડું રે છેલ છબીલા છોગાળા, એ રાગે:—)

શ્રી ભરત ખંડ છે કેવો રે, ચારે ધામ રહ્યાં જેમાં;
દુનિયાના દીવા જેવો રે, સઘળાં તીર્થ રહ્યાં તેમાં. ૧

ત્યાં ગુણવતી ગુજરાતેરે, ખેડા જીલ્લો છે ખાસો;
શોભાનો સઘળી વાતેરે, જ્યાં રૂડા જનનો વાસો. ૨
તે જીલ્લે પ્રગણું પેખ્યુંરે, ઠીક ઠાસરા નામે છે;
ડાકોર ગામ ત્યાં દેખ્યુંરે, ભક્ત થયો તે ઠામે છે. ૩
રણવટ રજપુતની જાતેરે, બોડાણાના વંશ વિષે;
અતિ શુભકારી સહુ વાતેરે, વિજયસિંહનો જન્મદિસે. ૪
તે વિજયસિંહને આથીરે, સૌકો કે છે બોડાણો;
લક્ષ્મીવરને લાવ્યાથીરે, તે નિજ અટકે પંકાણો. ૫
બાળાપણથી બોડાણોરે, ત્રિકમશું લીધી તાળી,
તન મન ધન હરિને જાણેરે, રમતાં રટતો વનમાળી. ૬
સહુ બાળકને બોલાવીરે, શ્રીપતિ કેરા ગુણ ગાયે;
તે કેવત સત્ય ઠરાવીરે, 'ભક્ત બીજ નહિ પલટાયે' ૭
પૂરા પંદરમે વર્ષેરે, માત પિતાયે પરણાવ્યા;
સહુનાં ઉર ઉલટ્યાં હર્ષે રે, ગોરી ગુણવંતી લાવ્યા. ૮
ગંગા સમ ગંગબાઇરે, સતી પતિવ્રતમાં પૂરી;
સ્વામીની આજ્ઞા માંહિરે, સેવામાં સહુથી શૂરી. ૯
પતિને પરમેશ્વરમાં તેરે, ભેદ ભામિની ના જાણે;
પતિની ભક્તીમાં ખાંતેરે, સતી શિરોમણિ દિન ગાળે. ૧૦
છે સંત શિરોમણિ સ્વામિરે, સતિ શિરોમણિ નારી છે;
જોગી જોડી, નવ ખામીરે, નગીન કે' બલિહારીછે. ૧૧

( ભક્તનો ગૃહસ્થાશ્રમ. )

## પદ ૨ જું. રાગ મરાઠી.

( સખી પડવે તે પૂરણ બ્રહ્મ, જે કોઇ જાગેરે: —એ રાગ. )

શોળ વર્ષ તણા થયા ભક્ત, બરાબર જ્યારેરે;
થયાં માત પીતાતો અશક્ત, ભક્તનાં ત્યારેરે, ૧
થોડા દિનમાં ગયાં દેવલોક, પિતાને માતારે;
પણ ભક્ત કરે નહિ શોક, હરિગુણ ગાતારે. ૨
કોનાં માત પિતા સુત નાર ? પ્રભુ છે મેલીરે;
ધરી ઇશ્વરનો આધાર, દિધો શોક મેલીરે. ૩
ક્રિયા કીધી સકળ શુભપેર, ભક્તે છેલીરે;
તારી લીધી પેઢી ઇકોતેર, પોતે પિંડ મેલીરે. ૪
ચતુરા ચલાવે ઘરબાર, ગંગાબાઇરે;
પાળી સત્ય ભક્ત ભર્તાર, કરે છે કમાઇરે, ૫
ઘર શોધી આવે સાધુ સંત, તેને જમાડેરે;
તેની સેવા કરીને અનંત, શાન્તિ પમાડેરે. ૬
સુણે હરિના ગુણની વાત, સંતનિ પાસેરે;
થાય હૃદય બહુ રળિયાત, મહાસુખ ભાસેરે. ૭
કરે ગુણિયલ ગંગાબાઇ, પતિની સેવારે;
રહે પ્રીત પ્રભુ ગુણમાં સમાઇ, સદા સુખ લેવારે. ૮
ભક્ત રોજ ભાગોળે જાય, શેઢિ [1] કિનારેરે;

---

૧ ડાકોરની પાસે શેઢી નામની નાની સરખી નદી છે.

કરિ દાતણ પાણી ન્હાય, વહેલા સવારે રે. ૯
આવી ઘેર ધરે હરિ ધ્યાન, સંત સંતોષેરે.
જળ અન્ન તથા સન્માન, આપી પોષેરે. ૧૦
પૂરૂં ભકતને સંગાબાઇ, જમે છે જમાડીરે;
આમ ભકતે માંડી ગૃહસ્થાઇ [2] જપે હરિ દાડીરે. ૧૧

( ૨—ઘરબાર, સંસાર. )

નીતિથી ચલવે સંસાર, ધર્મ ન છોડેરે;
કહે નગિન ધન્ય બહુ વાર, ભજે હરિ કોડેરે. ૧૨

---

બોડાણાનું દ્વારકાજનાર જાત્રાળુના સંઘને મળવું.

## પદ ૩ જું રાગ ગરબી.

( શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે:—એ રાગ )

એકવાર સવારેરે, ઉઠયા ભકત કૃષ્ણ ભજી;
નેત્ર જમણું ફરકિયુંરે, ખુશી ઉરમાં ઉપજી. ૧
પછી શેઢિએ ન્હાવારે, ગયા ભકત ભાવ ધરી;
ન્હાઇ ધોઇને વળિયારે, ભજે મુખ દેવ હરી. ૨
સ્હેજ તડકો સુરજનોરે, દિસે પથરાયો છે;
વાયુ શીતળ વાતોરે, છટાથી છવાયો છે. ૩
વૃક્ષ વાણામાં તાજારે, થયેલાં શોભે છે;
સુણી પંખીની વાણીરે, બહુ મન લોભે છે. ૪
શોભતી ભાસે સ્રષ્ટિરે, છે સમય સવાર તણો;

ભક્ત આવે છે ચાલ્યારે, ઉરે આનંદ ઘણો. ૫
શોભા વનની વિલોકીરે, ભક્ત હરિ ગુણ ગાવા;
લાગ્યા ઉર હરખીરે, નગીન કહે હાવાં. ૬

---

## (બોડાણો ગાય છે)—પદ ૪ થું રાગ ગરબી.

( પાલવડો મેલો મોહનજી, મારગડે મને જાવા દો:—રાગ )

જયજય પૂરણ બ્રહ્મ નિરંજન, આ જગલીલા તારીરે;
રૂષિ મુનિ તેનો પાર ન પામ્યા, આખર બેઠા હારીરે. જય० ૧
કંઈ નો'તું ત્યાં કેવું કીધું, પંચ તત્વનો પાયોરે;
તારી ઇચ્છાથી અવિનાશિ, પૂર્ણ પ્રપંચ રચાયોરે. જય० ૨
જગ આ જડ પણ તારા બળથી, છે ચૈતન્ય જણાયુંરે;
અસત્ય જગ તારા આધારે, સત્ય સમું દેખાયુંરે. જય० ૩
તારે આધારે આ જગની, ચાલે છે ઘટમાળારે,
ચંદ્ર સૂર્ય પૃથ્વી ને પાણી, અગણિત ગ્રહ રૂપાળારે. જય० ૪
તું છે નિર્ગુણ તુંજ સગુણ છે, તું શિવ, વિધિ, હરિ રાયારે;
ભાર હરણ કરવા ભૂમીનો, સ્વરૂપ તું લે કાયારે. જય० ૫
બ્રહ્મા રૂપે જગ ઉપજાવે, તું હરી રૂપે પાળેરે;
હર રૂપે સંહાર કરે છે, તુંજ સદા લય કાળેરે. જય० ૬
આ જગ, તુજથી ઉપજ્યું, તુજમાં ઠરિયું, તુજમાં જાશેરે;
કહે નગિન આ ભવજળ તરશે, જે જન તુજ ગુણ ગાશેરે. જય० ૭

---

## પદ ૫ મું રાગ ગરબી.

( પડવેની પણ પ્રીત ગતમત ભૂલીરે:—એ રાગ )

હરિગુણ ગાતા ભકત આવે ચાલ્યારે;
ત્યાં દુરથી ઉડતા ગોટ રજના ભાળ્યારે. ૧
ત્યાં થોભ્યા થોડી વાર ભક્ત જોવાનેરે;
બહુ પડિયો સોરબકોર ભકતને કાનેરે. ૨
ઘુઘરા ઘમકે ને ઘોડા ખુંખારેરે;
બહુ કલબલ કરતા લોક સુણ્યા તે હારેરે. ૩
ભકતે જાણ્યું હશે જાન કો કેરીરે;
કે યાત્રાળુનો શંઘ છટા ભલેરીરે. ૪
એવામાં માણસ ગાડી ઘોડાં આવ્યાંરે;
તે ભક્તે દેખ્યાં ભક્ત તણે મન ભાવ્યાંરે. ૫
પગ પાળા કોઇ કોઇ ગાડામાં બેઠારે;
કો ડમણી માફા ને છકડામાં પેઠારે. ૬
છેલ કેટલા છુટે ઘોડે ચડિયારે;
છે કોઇએ ધ્વજ નિશાન હાથ પકડિયાંરે. ૭
સાથે લઇ હથિયાર વળાવા ચાલેરે;
લુટવાની તેથી હામ કો નવ ઘાલેરે. ૮
નગિન નિરખી શોભા હરખ્યા બોડાણોરે;
ભક્તે પુછ્યું કોઇ માણસ નિરખી શાણોરે. ૯

---

## ભક્ત કહે છે પદ ૬ ઠું રાગ ગરબી.

(અડો ચતુર પેલો ટોપીવાળો રેલવેલ ગાડી ચલાવીરે. એ રાગ )

કહો શાણા પરદેશી વીરા, કયે દેશથી આવ્યારે;
કયે દેશ જાવાને માટે, મોટા સાથ જમાવ્યારે કહો. ૧
સાથ બહુ મોટો દીસે છે, સઉનાં હસતાં મૂખરે;
કહો બપોરા ક્યાં ગાળીને, તમો પામશો સૂખરે. કહો ૨
મહેર કરિને ઉત્તર આપો, પુછી પામું પારરે;
નાગિન વળાવા રાખ્યા માટે, જાન હશે નિરધારરે: કહો ૩
પણ છે સાધુ સંત ઘણેરા, તેથી ભાસે શંઘરે;
ઉત્તર આપો કહે ઓડાણો. ઉરમાં ધરી ઉમંગરે. કહો ૪

---

## પદ ૭ મું ગરબી રાગ ઉપરનો

પરદેશી કહે સુણો સુજન, તમે પુછ્યું તેનો પારરે;
પુર્વ દેશથી અમો આવિયે, જાત્રાળુ આ ઠારરે. પરદેશી ૧
અમો તમારી આ ભાગોળે, ગાળી સરવ બપોરરે;
રાંધી જમશું પછી ઉપડશું, સરસ સાંજને પ્હોરરે. પર ૨
આગળ વધશું પશ્ચિમ તરફા, જાવા સોરઠ દેશરે;
જશું દ્વારકા ગોમતી ન્હાઇશું, નિરખીશું દેવેશરે. પર ૩
જતાં આવતાં હરીગુણ ગાશું. ભેટીશું રણછોડરે;
નગીન સફળ જન્મ કરિ લઇશું, પોચાડી મન કોડરે. પર ૪
હોય જેનિ ઇચ્છા તે આવે, યાત્રાએ અમ સાથરે;
રૂડા સંગવિ છે અમકેરા, સારો છે સંઘાતરે. પર ૫

---

# પદ. ૮. મું. ગરબી

( એ મહિને ના જઇએ પિયુ પરદેશમાંઃ—એ રાગ )

વેણુ સુણી પરદેશીનાં હરખ્યા ઘણા,
ભક્ત શિરોમણી બોડાણા ઉર માંયજો;
જાદવરાય તણી જાત્રાએ ચાલવા,
અધીક ઉલટી અંતરમાં ઇચ્છાયજો. વેણુ. ૧
ચતુર ઘર તરશા ચાલ્યા ચોંપે કરી,
જાત્રાળુને કહિને જય ગોપાળજો;
વળી કહ્યું કે જો રાજી રણછોડજી,
આવું શંઘમાં ઘેર જઈ તતકાળજો. વેણ ૨
શંઘ પડયો ડાકોર તણી ભાગોળમાં,
બોડાણા આવ્યા પોતાને ઘેરજો;
જણવી ઇચ્છા જાત્રાએ જાવાતણી,
ભુવતીને માંડી કહિ સઘળી પેરજો. વેણુ ૩
સ્વામી ઘર છોડી જાશે એ જાણિને,
ગુણિયલ ગંગાબાઇનું ઉતર્યું મૂખજો;
પતિવ્રતાને પતિ વિણુ પળ ગોઠે નહીં.
કહે નગિન પતિ વિયોગનું બાહુ દુઃખજો. વેણુ ૪

---

## પદ ૯ મું. રાગ ગરબી.

( આ પાવા તે ગઢથી ઉતર્યાં માહાકાળીરે. એ રાગ )

સતિનું મુખ ઉતર્યું જોઇ, બોલ્યા સ્વામીરે;
શા માટે મનમાં રોઇ, પ્રિયા દુખ પામીરે ? ૧
નથિ કારણ બીજું કાંય, આપ જવાનારે;
તે વિયોગ કયમ વેઠાય, મનના માન્યારે. ૨
છે થોડા દિનનું કામ, સાંભળ શાણીરે;
તું દિલગિર નવ થા આમ, ભકત કે' વાણીરે. ૩
જાવા નવ કહું નકાર, બોલે નરીરે;
પણ લાવે આંખે વાર, પ્રીતિ મારીરે. ૪
પતિ પુણ્ય કરે ધરિ પ્યાર, તેને વારેરે;
તે તો હત્યારી નાર, ન છૂટે કયારેરે; ૫
સ્વામી જાત્રાએ જાવ, ભોજન રાંધુંરે;
ઘડિ એક ન ખોટી થાવ, ભાતું બાધુંરે. ૬
સતિયે પછિ પૂરી થાળ, જમ્યા બોડાણારે;
સજી સામગ્રી તત્કાળ, ઉઠયા શાણારે. ૭
શ્રીફળ દેતાં તે વાર, ગંગાબાઇરે;
(કંકુનું) તિલક કરિ સાર, વદે હરખાઇરે. ૮

---

## ગંગાબાઇ કહે છે:—પદ ૧૦ મું. ગરબી.

( રઘુપતી રામ રૂદેમાં રહેજોરે—એ રાગ. )

શામળિયાજી પાસ સ્વામી સિધાવોરે,
ઘેર લક્ષ્મીવરને લાવો; શામળીયાજી પાસ—સ્વામી
સિધાવોરે. ટેક

નાથ જાળવિને જજો વાટેરે, નવ કરશો ફિકર મુજ માટેરે;
ઘર માટે ન રે'શો ઉચાટે. શામળિયાજી૦ ૧
તમો જાતનું જતન તો કરજોરે, સંઘ સાથેને સાથે વિચરજોરે;
દેવા દર્શન પાછા ફરજો. શામળિયાજી૦ ૨
અણુમૂલી હું દાસી તમારીરે, ન્હાજો ગોમતિમાં સંભારીરે;
રખે મૂકતા મુજને વિસારી. શામળિયાજી૦ ૩
પ્રભુને તમે નિરખો જ્યારેરે, આ લ્યો શ્રીફળ મેલજો ત્યારેરે;
મને સંભારજો તે વારે. શામળિયાજી૦ ૪
એ છે દેવ દયાળુ રાજારે, એતો રંકની રાખશે માઝારે;
નથી શ્રીમંત આપણે ઝાઝા. શામળિયાજી૦ ૫
સુદામાના તાંદુલથી ને રાજીરે, એને ભાવી વિદુરની ભાજીરે;
લેતાં શ્રીકૃષ્ણ એ નહીં લાજી. શામળિયાજી૦ ૬
સ્વામી સિધારો નામું શીશરે, તમ રક્ષા કરો જગદીશરે;
કહે નગિન દિધી આશીશ. શામળિયાજી૦ ૭

---

## પદ ૧૧ મું. ગરબી.

(તમેરે નંદજી ગોકુળ સાંચરોરે—એ રાગ)

વળતી બોડાણાજી બોલીયારે, એ ટેક.
ચતુરા ચિન્તા ન ધરો લેશજો;
રાખણહારો છે રણછોડજીરે,
હરિકેરા ગુણ ગાવ હમેશજો વળતી૦ ૧
ગોરી ગુણવંતાં બહુ છો તમેરે,
સમજુ થઇને આપી શીખજો;
જાત્રાના ફળમાં તમ ભાગછેરે,
હરિને નિરખિશ હું નખ શીખજો. વળતી૦ ૨
જાત્રા કરિ હરિ ભેટી હેતથુંરે,
આવી પ્રિયા મળિશ આઠારજો;
જો ઇચ્છા પરમેશ્વરની હશેરે,
નગીન નિશ્ચય કર નિરધારજો. વળતી૦ ૩

---

## પદ ૧૨ મું રાગ ગરબી

(અલબેલીરે અંબે માત જોવાને જઇએ એ—રાગ)

ભાગોળે પડિયો શંઘ, ભકત તહીં આવ્યા;
ઉરમાં અધિકો ઉમંગ, હરિ મળવા લાવ્યા ટેક.
શીખ લઇ શામાની પોતે, આવ્યા સંઘની માંયરે;
જોયું તો અદભૂત થઈ છે, શંઘ તણી રચનાય. ભકત૦ ૧

ડેરા તમ્બુને રાવટીઓ, ઠોકી કરિને ઠીકરે;
જમી સઉ બેઠા માંડીને, કીર્તનની રણઝીક. ભકત૦ ૨
ઝાંઝ મૃદંગ અને કરતાલો, વાગે રૂડી પેરરે;
મંડળિઓ મળિ ભજન કરે છે, ઠઠ થઇ ઠેરેઠેર. ભકત૦ ૩
રચના જોઈ રાજી મનમાંહી, ઓડાણા બહુ થાયરે;
એવે શંઘ ઉપડવાની, કહે નગીન થઇ વેળાય. ભકત૦ ૪

---

## પદ ૧૩ મું રાગ ગરબી.

(ગુજરીને રાગે ગવાશે.)

પર્યો શંઘમાં ટેલિયો, સઉ શંઘ થાવ તૈયારરે;
ઠંડો પ્હોર થયો હવે, સઉ ચાલો નરનેનારરે. ૧
ડેરા તંબુ પાડીયા, ગાડી જોડે ગાડીતરે;
સામન ઠેકાણે કર્યો, સઉનું ચાલ્યાપર ચીત્તરે. ૨
સઉસઉનું સંભારતાં જે, ભૂલ્યા ચૂકયા હોયરે,
પ્હેલો મેળો હતો તહીંતો, હવે રહ્યું નહી કોયરે. ૩
ઓડાણા પણ સઉ સંગાથે, વાટે ચાલ્યા જાયરે;
નગીન નરહરિને મળશું એમ, ધારી ઉર હરખાયરે. ૪
દામોદર કુંડે નાહાવાને, ચઢ્યા ગિરિ ગિરનારરે;
પ્રભાસ પાટણ પણ નિરખ્યું નિરખ્યા સોમેશ્વર સારરે. ૫
બીજાં ધામ બહુ [illegible] બહુ બહુ જોયાં ગામરે;
કહે નગિન અંતે [illegible] આવ્યા, દ્વારકા મુકામરે. ૬

# પદ ૧૪ મું. રાગ ગરબી.

(નારી નારી નારીરે વા'લા તમે પુરૂષ અમે નારી—એ રાગ.)

આવ્યા, આવ્યા, આવ્યારે, સઉ દ્વારકામાં આવ્યા;
નાહ્યા ગોમતિ ના'વારે સઉ દ્વારકામાં આવ્યા. ટેક.

ગોમતિ જળથી નિરમળ થઇને, દર્શન કાજ ચલાવ્યારે. સઉ૦
હરિ આગળ ધરવાને માટે, બહુ બહુ ભેટો લાવ્યારે. સઉ૦
સાકર માંખણુ ધરિને હરિને, તુલસી હાર ચડાવ્યારે. સઉ૦
બોડાણે જઇ શ્રીફલ મેલ્યું, ભકત પ્રભુને ભાવ્યારે. સઉ૦
શ્રીફળ રગડી ઠેઠ ગયું મહીં, પ્રભુએ પ્રેમ જણાવ્યારે. સઉ૦
નગીન ઉર આનંદ ઘણેરો. પ્રભુ દિનબંધુ કા'વ્યારે. સઉ૦
બોડાણા પછી વિનતી ઉચ્ચારે, હેતે શીશ નમાવ્યારે. સઉ૦

---

# પદ ૧૫ મું રાગ ગરબી

બોડાણા સ્તુતી કરે છે.

( રાગ વાહાલાજીના મહીનાનો. )

જય જાદવ વર નટવર લક્ષ્મી નાથરે, દીનબંધું;
આ તારો ભવમાં ઝાલી મારો હાથરે, કરૂણા સિંધુ. ૧
હલધરવીર માહા રણધીર હમેશરે દિનબંધુ;
આ હું તમ શરણે કાપો મારા કલેશરે, કરૂણા સિંધુ. ૨
ગોપી જીવન કંસ તણા છો કાળરે, દિનબંધુ;

સંભાળો મુંજને ગોબ્રાહ્મણ પ્રતિ પાળરે, કરૂણા સિંધુ. ૩
મગર વિદારણ ગજ છોડાવણ હારરે, દિનબંધુ:
કૌરવ સંહારણ પાંડવના આધારરે, કરૂણા સિંધુ. ૪
મુરલીધર મોહન માધવ ગોપાળરે દિનબંધુ;
હું સેવક શામળિયાજી લ્યો સંભાળરે, કરૂણા સિંધુ. ૫
નિર્ગુણ સગુણ અરૂપ સરૂપ નિરૂપરે, દિનબંધુ;
આ કામણગાળા કોટિ ભુવનના ભુપરે, કરૂણા સિંધુ. ૬
તું છે સબળ હું દુર્બલ આડો આંકરે, દિનબંધુ;
બોડાણો જાણો દાસ તમારો રાંકરે. કરૂણા સિંધુ. ૭
નગીન નરસિંહ તમો મા બાપરે, દિનબંધુ;
પ્રભુ પોતાનો ગણિ પરજાલો મુજ પાપરે. કરૂણા સિંધુ. ૮

---

## પદ ૧૬ મું ગરબી.

( મા તું પાવાની પટરાણી કાળી કાળકારે લોલ. એ રાગ. )

રહિને દ્વારકા દિન બાર, બધાયે નીકળ્યારે લોલ;
સંઘ તણી સાથે બોડાણા, ઘર તરફ વળ્યારે લોલ. ૧
આવ્યા ખેમ કુશળ નિજનાથ, સતી હરખી ઘણીરે લોલ;
ગંગાબાઇએ સેવા ખૂબ કરી, સ્વામી તણીરે લોલ. ૨
ગંગાબાઈ કહે રૂડો દીન, તમે આવ્યા પતિરે લોલ;
વિનય કરીને વનિતા બોલ, વહાલે બોલતીરે લોલ. ૩
લીધો બોડાણાએ ટેક, જવાને દ્વારકારે લોલ;

તુળશી વાવી ટેક ચઢાવે કરિ પગ પારકારે લોલ. ૪
એપ કરીને મળવા જાય હરીને પ્રેમશું રે લોલ;
તુળશી વાવે આણી વ્હાલ રહે નિત્ય નેમશું રે લોલ. ૫
એમ વરસમાં બે ત્રણ વાર ધસે હરિની કનેરે લોલ;
રૂદિયામાં રાખે રણછોડ કે દમતા દેહનેરે લોલ. ૬
કરતાં ત્રીકમજીની ટેલ જુવાની તો ગઈરે લોલ;
બ્હોતેર વરસ થયાં ત્યાં શકિત ખરિરમાં ના રહીરે લોલ. ૭
ભગત ગયા જવ છેલીવાર હરીને ભેટવારે લોલ;
સાતે સત્ર ઉધ્યા તે વાર હરી મળતા હવારે લોલ. ૮
નરહરિ નગીનના દાતાર કહે સુણજો તમેરે લોલ;
બોડાણા જોઈને તમ ટેક પ્રસન્ન થયા અમેરે લોલ. ૯

---

## ભગવાન કહે છે.—પદ ૧૭ મું રાગ ગરબી.

( પૂજું ગણપતિના પાય પુજું અંબિકાની પાવડીરે—એ રાગ )

ઊઠો ઉઠો હે ભકત, કેમ થાકી પડી રહ્યારે;
તમે છો થયા અશકત, વરસ ઝાઝાં પોચી ગયાંરે. ૧
લેઈ ગાડીને વ્હેલ, બીજીવાર વ્હેલા આવજોરે;
જેવા તેવા લાવો બેલ, હવે સમો ના ગુમાવજોરે. ૨
આવું હું તમારે ઘેર, શીદ કાશદું તમે કરોરે;
બેડે ઘેર લીલા લ્હેર, તમે દુઃખના દિલે ધરોરે. ૩
રહું રાખે છે હામ, હું તો તાહરે આધીનછું રે;

નવેખંડ તારૂં નામ, હુંતો દાસ પાસ દીનાછુંરે. ૪
તુંતો મુજ લેણદાર, દેવાદાર છું હું તાહરોરે;
જાણજે નગીન સાર, હે બોડાણા તું માહરોરે. ૫

---

## પદ ૧૮ રાગ ગરબી.

( સખી ચૈતરે ચિંતા થાયછે જો:—એ રાગ. )

સુણી આવી વાણી અવિનાશનીજો,
ધરી ભક્તે ત્યાં ટેક વિસવાસનીજો;
ફરી ઘેર આવિ સાજ સઉ લાવિયાજો,
વે'લ લઇ દ્વારકાજ ફરિ આવિયાજો. ૧
ધીમે ધીમે ઘોરી ચાલે વ્હેલ ભાગલીજો,
જોવા જોગ્ય જોતરાંની શોભા આગલીજો;
વ્હેલ જોઇ જોઇ લોક તો હસે ઘણાજો,
બીજી નરસિંહમ્હેતાની વ્હેલ નહીં મણાજો. ૨
વ્હેલ જોઇ ગુગળી બધા હાંસી કરે જો,
રખે ભક્ત રણછોડ રાયને હરેજો;
હરીને કહી બોડાણાજી હરી જશેજો,
પછી પાડીશું કેમ શી વલે થશેજો. ૩
ઘોરી ધીંગા છે ખુબ એ બની પડેજો.
વ્હેલ કેરી તો જોડ જગે ના જડેજો;
સુણી હાંસી નગીન બોડાણો બણેજો,

આવ્યો વ્હેલ હું ચલાતું નથી ઘડપણું જો. ૪
મારા જેવા કોટી પ્રભુના દાસછેજો,
જેને મુજથી અધિક વિશ્વાસ છેજો;
મુજ રંકને ઘેર તે ક્યાંથી હરિજો,
ભલા ગુગલી કરો ન મારી મશ્કરી જો. ૫

---

## પદ ૧૯ મું રાગ ગરબી.

(ઓ અંબે મા ડુંગરમાં વસિયાંરે જાગગા જોઇને:—એ રાગ.)

આ દ્વારકા, વ્હેલ લઇને બોડાણાજી આવીયા;
હરજી હરવા, ગુગળીએ તો હસતાં ચોર ઠરાવિયા. ટેક.
થઇ સેનઆરતી જ્યાં રાતે, તાળાં ભોગળ ભીડયાં ખાંતે,
સઉ જન જંપ્યા સઘળી વાતે. આ દ્વારકા. ૧
તાળાં તૂટયાં અડધી વાગ્યે, જે વખતે જીવ કોઈ ના જાગે.
હરિ આવ્યા બોડાણા આગે. આ દ્વારકા. ૨
જેનું નામ ભજ્યે બંધન છૂટે, તેને તાળે ધરી કપણુ કૂટે.
ને તે બાંધ્યો કેમ રહે ખુટે. આ દ્વારકા. ૩
રે જાગ જાગ તું બોડાણા, હરિ બોલ્યા ઉઠ રજપુત શાણા.
રજની જાશે વાશે વ્હાણાં. આ દ્વારકા. ૪
ઝટ જોડ વ્હેલ વ્હેલો થાને, ફરીને બગાડ કને જાને,
તું ઝડપ કર સમજી સાને. આ દ્વારકા. ૫
બોડાણે ઘોરી જોતરીયા, વ્હેલે વિશ્વંભરને ધરિયા;

પણ બળદ ન ચાલે થઇ ગળિયા. આ દ્વારકા. ૬
તું ઉજાગરો કરિ શિદ જાગું, ફરી કહેતું સુ ને હું હાકું,
સુખ નગીન બોડાણાને પાકું, આ દ્વારકા. ૭

---

## પદ ૨૦ મું રાગ ગરબી

(સાંભળરે તું સુજની મારી રજની ક્યાં રમિઆવિજી. એ રાગ.

ધરણીધરે ધોરીમાં મેલ્યું ઉડવા કેરૂ જોરજી,
ગરૂડ થકી ગાડીની ગતિ બહુ પાછલી રાત પહોર,
ડાકોર આવ્યાજી. ૧

પળમાં જળ ઠામે થળ કરવા શક્તિ જેની સારજી,
તેને ગાડી ઉડાડતાં તે કહો કેટલીવાર,
ડાકોર આવ્યાજી ૨

ડાકોરને ઉમરેઠની વચ્ચે સરસ શિમાડો દીઠોજી,
ડાળુ ઝાલી થાકજ ખાતાં કર્યા લીંબડો મીઠો,
ડાકોર આવ્યાજી. ૩

જે ડાળું હરિએ ઝાલ્યું તે હજી મિઠું છે એકજી,
અચરત ભોગાળાએ કીધું છે કળાજુગમાં છેક,
ડાકોર આવ્યાજી. ૪

જગાડીયા બોડાણાને ત્યાં હરજી બોલ્યા બોલજી,
ગામ તમારાની આવી આ ઉંડો ભગત ભાગોળ,
ડાકોર આવ્યાજી. ૫

પાછી આવ્યા ડાકોર ગામમાં ભગત અને ભગવાનજી,
ઘેર ગયા ત્યાં ગંગાબાઇએ કીધું બહુ સન્માન,
ડાકોર આવ્યા. ૬
નગીન નરહરિને પધરાવી પૂરણ પુજા કીધજી
સ્તુતિ કરે છે નમી નર નારી વીનવીને વિધવિધ,
ડાકોર આવ્યાજી. ૭



બોડાણો તથા ગંગાબાઇ શ્રી રણછોડરાયની વિનતી કરે છે.

## પદ ૨૧ મું. રાગ ગરબી

( મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે—એ રાગ )

પ્રભુ દયા કરો દિન નાથ, દેવ મુરારીરે;
અમો દીન કર્યા સનાથ, હે ગિરધારીરે. ૧
તમે ભગત વછળ ભગવાન, દેવ મુરારીરે;
ગણો રાજા રંક સમાન, હે ગિરધારીરે. ૨
તજી કૌરવનાં પકવાન, દેવ મુરારીરે;
ભાજી જમીયા ભગવાન, હે ગિરધારીરે. ૩
ગમિ કરમાબાઇની ખીચ, દેવ મુરારીરે;
નવ જુઓ તમો ઉંચ નીચ, હે ગિરધારીરે. ૪
કરી રોહીદાસ પર રહેમ, દેવ મુરારીરે;
તમે પરખ્યો તેનો પ્રેમ, હે ગિરધારીરે. ૫

કર્યો સજનના સાથે સ્નેહ, દેવ મુરારીરે;
ઉર નવ આણ્યો સંદેહ, હે ગિરધારીરે. ૬
પીપાને આપી છાપ, દેવ મુરારીરે;
પરજાળ્યાં સઘળાં પાપ, હે ગિરધારીરે. ૭
સવરીબાઇ કેરાં બોર, દેવ મુરારીરે;
ગમ્યાં માખણ કેરા ચોર, હે ગીરધારીરે. ૮
બોડાણો જોડી હાથ, દેવ મુરારીરે;
એમ વિનવ્યા ડાકોરનાથ, હે ગિરધારીરે. ૯
કહે નગીન નરહરિરાય. દેવ મુરારીરે;
ધન્ય ધન્ય તારો મહિમાય, હે ગિરધારીરે. ૧૦

---

## પદ ૨૨ મું રાગ ગરબી.

( તમેરે નંદજી ગોકુળ સાંચરોરે :—એ રાગ. ]

ઠાકોર બોડાણાશું બોલિયારે, સાંભળ શાણા ભક્ત સુજાણજો:
ખોવાયો જાણીને મુજનેરે, દ્વારકાં પડીયું ભંગાણજો.
ઠાકોર બોડાણા શું બોલિયારે. ૧ ટેક.
ગુગળી તો સઉ ઘેલા થઇ ગયારે, દોડે મંદિરમાં ચોપાસજો.
તે તો વ્હેમાયા તમ ઉપરેરે, સહુના મનમાં છે બહુ ત્રાસજો.
ઠાકોર બોડાણા૦
ધસમસતા તે રસ્તે આવશેરે, બીજી ખરે તમારે ઘેરજો

માટે હું સંતાઉં તળાવ[1]માંરે, જેથી કોઇ ન જાણે પેરજો.
ઠાકોર બોડાણા૦ ૩
હું તો નથી જવાનો ડાકોરે, મુજને ગમ્યું તમારૂં ગામજો;
નગીન ભટયો દ્વારકાનાથ હુંરે, ડાકોર નાથ ધરાવ્યું નામજો.
ઠાકોર બોડાણા૦ ૪

---

## પદ ૨૩ મું રાગ ગરબી.

( ના આવો તો નંદજી ી આણુ રમવા આવોનેરે:—એ રાગ. )

ગુગલી પણ ગભરાય, ઠાકોર ખોવાયારે;
ઉકલે ન એકે ઉપાય ઠાકોર ખોવાયારે ટેક.
ખુણેને ખોચરે મંદિર ખોળી, થાકી ગયા રહ્યા આંખજ ચોળી;
ચોર બોડાણો કોળી. ઠાકોર૦ ૧
રજપુત થઇ એણે ચોરીરે કીધી, કોળી તણી રીત ભગતડે લીધી;
કહિ એમ ગાળો દીધી. ઠાકોર૦ ૨
ક્યાંકથિ ભાગી ટુટી વ્હેલ લાવ્યો, આપણા ભોળા પ્રભુને ભમાવ્યો, જબરો પ્રપંચ જમાવ્યો. ઠાકોર૦ ૩
ગોરને ગામ સઉ પુછિ લાવ્યા, શોધતા શોધતા ડાકોર આવ્યા;
હરિ ગોમતીમાં સીધાવ્યા. ઠાકોર૦ ૪
બોડાણા બારણે ધામા લગાવ્યા, ભગતને ભય દઇને ધમકાવ્યા;
ઠાકોરને ક્યાં છુપાવ્યા. ઠાકોર૦ ૫

---

૧ ગોમતી તળાવમાં.

બગલો બગલ આ ઠગ તણો કાકો, ચોર્યો ચતુરભુજ એવો છે પાકો;
ગુગળીઓ કીધો તડાકો. હાડોર૦ ૬
નગીન ભગત કહે શિર નામી, માંયે ચઢાવો ન ચોરી નકામી;
હરિ તો સઉનો સ્વામી. હાડોર૦ ૭

---

## બોડાણાજી કહે છેઃ—પદ ૨૪ મું રાગ ઉપરનો.

ગુગલી ઘેલા નવ થાવ, હરિને કોણ હરેરે;
એનો છે અકળ બનાવ, અજાય તાળી તે ફરેરે. ટેક
કોઇનો બંધાયો બંધાય ન તેનો, કોઇનો ચોર્યો નવજાયજ એનો;
મરજી પડે ત્યાં રે'તો હરિને૦ ૨
ગોકુળ છોડી મથુરામાં મહાલ્યો, મથુરા મુકીને દ્વારકા ચાલ્યો;
એ રખડરૂ કયમરે' ઝાલ્યો. હરિને૦ ૩
ચોરી હરિને નથી મેં આણ્યા, કો તેવા સમ ખાઉં પ્રમાણ્યા;
નગીન બોડાણા અજાણ્યા. હરિને૦ ૪
કોપ કરીને ત્યાં ગુગલી ગાજ્યો, ચોર જુઠું બોલતાં તું ન લાજ્યો,
લે આ તું તીરનો ઘા જો. હરિને તેજ હર્યારે. ૫
એમ કહી બાણુ મારયું જે વારે, કૃષ્ણ કહી પડયા ભક્ત તે વારે,
વાગ્યું હરિને તો ત્યારે હરિને તેજ હર્યારે; ૬
લોહિ નિકળિયું હરિને અંગે, ગોમતી જળ રાતું થયું રંગે,

ગુગળી બોલ્યા ઉમંગે. હરિને તેંજ હર્યારે. ૭
ગુગળી પછી ગોમતીમાં પડિયા, હરિને ઉપાડયા તો ન ઉપડિયા,
ગુગળી ક્રાપે ચડિયા. હરિને તેંજ હર્યારે. ૮
હરિ ગંગાબાઇને કહે એવું, મુજ સમ સોનું નગીન છે દેવું,
ગુગળી કહેશે હા લેવું. હરિને તેંજ હર્યારે. ૯

---

## પદ ૨૫ મું રાગ ગરબી.

(સૈયર શું કરૂંરે મારે નંદ કુંવરશું નેહ:-એ રાગ)

ગંગાબાઈ કહેરે, જુગતે જોડીને બે હાથ;
હું તો રંકછુંરે, સોનું કયાંથી લાવું નાથ? ૧
ત્રિભુવનના ધણીરે મુજથી સોને શે તોળાય,
ભજીએ ભાવથીરે, સંતા કરીએ કપટી કાય. ૨
પણ સોના તણુંરે, આ ઠેકાણે તો છે કામ;
માટે હે હરિરે, હું તો ઘાલી ન શકુ હામ. ૩
ગુગળીએ મારીયારે, સેવક આપ તણા ભગવાન;
મુજને ના ધારેરે, અબળાને કોઈપણ આ સ્થાન. ૪
ધારે તે કેટલુંરે, ત્રિભુવન પતિ તે કયમ તોળાય;
અમે તો તમ તણારે, સોનું લક્ષ્માનો મહિમાય. ૫
પ્રભુને જે ગમેરે, આપ કરોને તે રણછોડ;
ભજશું ભાવથીરે, હરિ તમને નહિ દઇએ ખોડ. ૬

હરિ ત્યાં ઉચરેરે, સાંભળ સતી શિરોમણિ આઇ.
વાળી તાહરીરે, તેથી હું તો રહુ તોબાઇ. ૭
હિમ્મત દેખીનેરે, કીધાં ગંગાબાઇ તૈયાર;
જઇ ગુગળી કનેરે, ગંગાબાઇ કહે તે વાર. ૮
લ્યો સોનું તમેરે, જોખી હરિને તોલે તોળ;
પાળીશું અમોરે, જે મુખમાંથી બોલ્યાં બોલ. ૯
નગિન આ સાંભળીરે, ગુગળી હરખી બોલે બોલ;
ખુશી છઇએ અમેરે, લ્યો આ અમે આપીએ કોલ.૧૦
કરિએ ફેરવીરે, ગુગળીની બુદ્ધિ તે ઠામ;
અઢળક પામશુંરે, સોનું પાકયું આપણું કામ. ૧૧

---

( મનમાં ગુગળીઓ ખુશી થાયછે. )

## પદ ૨૬ મું રાગ ગરબી.

(રંગતાળી રંગતાળી રંગતાળીરે રંગમાં રંગતાળી.)

એ રાગ.

કામ પાકયું, કામ પાકયું, કામ પાકયુંરે, આપણું
કામ પાકયું;
ધન આટલું ન્હોતું તાકયુંરે. આપણું કા૦ ૧
હરિ ઉપાડયા છપેડે નહીંરે, આપણું૦
અંતે આપણું જતજ નહીંરે. આપણું૦ ૨
આતો હસે હાથે નહીં જઇએરે. આપણું૦

સૌનું પામીને સુખિયા થઇએરે. આપણું૦ ૩
પૂજા કરી કરીને મરી જાતરે, આપણું૦
તોયે આટલું કદી ના કમાતરે. આપણું૦ ૪
હરિ સેવાનું ફળ આજ પામ્યારે; આપણું૦
આખા ભવની ભાવટ વામ્યારે. આપણું૦ ૫
એતો ઠાકોર છે મન મોજીરે; આપણું૦
એક દીનમાં આપી ગયા રોજીરે. આપણું૦ ૬
હવે ખોરડાં નાંખશું પાડીરે. આપણું૦
બાંધશું નગીન મ્હેલને વાડીરે. આપણું૦ ૭
ગંગાબાઇતો તાજવાં લાવ્યાંરે; આપણું૦
વ્હાલો વાણીથી ઓછા જોખાવારે ગુગલીનું ઘર ભાગ્યું૦ ૮

---

## પદ ૨૭ રાગ ગરબી.

( ઓધવજીના સંદેશાનો રાગ. )

ગુગળી કહે ગોવિન્દે અમને છેતર્યો,
છળ કરિને છોગાળે દીધો છેહજો;
કોડી કપટ ભરેલો એ છે કાળિયો,
કપટ કરે એમાં તે શો સંદેહજો. ગુગળી૦
ગોકુળની ગોપી મ્હેલી મથુરાં ગયો,
કુબજા સાથે વિપરિત બાંધી પ્રીતજો;
નંદ જશોદાના ગુણને ભૂલી ગયો,

એ અવગુણિયા કરી જોજો રીતજો. ગુણળી૦ ૨
મામાને મારીને મહારાજા થયા,
કોઠામાં ભાણેજ મરાવ્યો બાળજો;
જાદવ કુળનું મૂળ કહાવી જે જુવે,
એને કહેશે જગમાં કોણ દયાળજો. ગુણળી૦ ૩
પુજારાને પણ પ્રભુએ આ ધુતીયા,
રજપુતને ઘેર આવી રહ્યા રણછોડજો;
જોયું જગ બાધુ પણ જોઇ જડે નહીં,
આવા અવગુણીયા કપટીની જોડજો. ગુણળી૦ ૪
સઉનું ભુડું કરવું એને ભાવતું,
આવા ઠગને જગ કે', છે ભગવાનજો:
નગીન અમને ઠગીયા માટે પાડ્યું,
પિંડ વિષે પાણી ખોશાને પ્રાણજો. ગુણળી૦ ૫

---

## પદ ૨૮ મું ગરબી.

( જાવ જાવને જીવણ જુઠડા શું થાવછોજો. ) એ રાગ

અભિમાન ગુગળીનું વ્હાલે કાપિયુંજો;
ગળગળા થયેલ જોઇ સ્વપ્નું આપિયુંજો. અભી૦ ૧
કહે સ્વપ્નમાંહિ ગુગળીને સાંભળોજો;
તમે હઠ તજી દ્વારકાં ફરી પળોજો. અભી૦ ૨
જુની વાવ એક સારી છે સેવંતરીજો;

તેમાં ખોદી જુનો માસ પછી ઉતરીજો. અભિ૦ ૩
ત્યાંથી હાથ લાગશેજ મુર્તિ બાહરીજો,
તમે ત્યાં સુખી થજો પુજા તેની કરીજો. અભિ૦ ૪
મહિમા દ્વારકા તણો નહીં કમી થશેજો;
પણ બાહરોનો વાસ અહીંયાં હશેજો. અભિ૦ ૫
ગયા ગુગળીતો વળિ મન વિમાસતાજો;
વાવ વ્હેલી ખોદીને ન રહ્યા સાંભતાજો. અભિ૦ ૬
તેથી મુરતિ ભુરી હાલ છે દ્વારકાજો;
કહે નગીન પ્રત્યક્ષ જુઓ પારખાંજો. અભિ૦ ૭

---

## પદ ૨૯ મુ રાગ ગરબી.

( સારૂં સારૂં રે વડોદરૂં શહેર મુબઇ અલબેલી એ રાગ )

રહ્યા રહ્યારે રણછોડરાય, આ ડાકોર ગામે,
કીધી છે કાંઇ કરૂણાય, શ્રી સુંદર શામે, ટેક.
એકજ રજપુત રાજાને તો, સ્વામે સપનું દીધુંરે;
તેણે આવી લક્ષ્મીજીવાળું, જુનું દેવળ કીધું આ ડાકોર ગામે ૧
પરમ પેશવા કેરો સુબો, ત્ર્યંબેકર છે નામરે:
રૂડું દેવળ રચાવ્યું તેણે, હાલ હરી તે ઠામ. આ ડાકોર૦ ૨
દરેક પુનમને દિન માણસનો, બહુ મેળો થાયરે;
હાગીને બાશુકઠારીનો, મુખે ન વરણ્યો જાય. આ ડાકોર૦ ૩

સાકર માંખણુ સર્વે ધરાવે, આરોગો રણુછોડરે;
તુળસી માળ ધરે વનમાળી, નિરખી પામે કોડ. આ ડાકોરે૦;
નરહરિ ગુરૂપદ રજ પરતાપે, નગિન ભણે બેડાજોરે;
સુણતાં ભણતાં ભવદુખ ભાગે, સહાય કરે જગરાજો.

આ ડાકોર આવે. ૫

